# હિંદની મુસાફરી.

પુસ્તક પેહેલું.

---

પ્રસિદ્ધ કરનાર

એમ. જી. શેઠ.
સાવલી–તાબે વડોદરા.

---

અમદાવાદમાં

મામાની હવેલીમાં અમદાવાદ યુનાઇટેડ પ્રીંટીંગ અને
જનરલ એજન્સી કંપની "લિમિટેડ" નાં પ્રેસમાં
રણછોડલાલ ગંગારામે છાપી.

---

સંવત ૧૯૪૭. સને ૧૮૯૧.

---

કિંમત રૂ૨-૦-૦

THE

# TRAVELS OF INDIA

## VOL. I.

PUBLISHED BY

A. G. Shett,

*Saoli, Prant Baroda.*

AHMEDABAD.

Printed at the Ahmedabad United Printing
and General Agency Company Limited
by Ranchodlal Gangaram.

1891.

*Price Rs. 2-0-0.*

# હિંદની મુસાફરી.

પુસ્તક પેહેલું.

પ્રસિદ્ધ કરનાર

એ. જી. શેઠ.

સાવલી—તાબે વડોદરા.

અમદાવાદમાં

મામાની હવેલીમાં અમદાવાદ યુનાઇટેડ પ્રીંટીંગ અને
જનરલ એજન્સી કંપની "લિમિટેડ" નાં પ્રેસમાં
રણછોડલાલ ગંગારામે છાપી.

સંવત ૧૯૪૭. સને ૧૮૯૧.

કિંમત રૂ૨—૦—૦

# હિંદની મુસાફરી.

## પ્રકરણ પેહેલું.

### મુંબાઈ.

વિલાયતનો રસ્તો, એડન, મુંબાઇમાં આવવું, રૉયલ હૉટેલ, મુંબાઈ આગકી પેલેગો, કિલ્લો, પારસી બજાર, કોલાબા, બ્લૅક ટાઉન, જુમા મસીદ, બજારો, પ્રાણિની ઇસ્પીતાલ, મડદાંઓનું શેહેર, જેકવીમાન્ટની કબર, મલબ.રહીલ, વાલકેશ્વર, ભાયખળા, મજગામ, નાગ અને નાચતું શિઆળ.

પૂર્વ તરફના દેશોમાં આવતી વેકટીસ નામે એક અંગ્રેજી આગબોટમાં હું તા૦ ૨૦ મી જુન સને ૧૮૬૪ ને રોજ માર્સેલ્સ બંદરથી બેઠો. ભૂમધ્ય સમુદ્રની અંદરની મૂસાફરી જેવી રીતે વરસના તે ભાગમાં હમેશાં હોયછે તેવી ખુશકારક અને મોંફક આવે તેવી હતી. ૭ દીવસ સુધી આકાશ આસમાની અને વાદળાં રહીત હતું અને સમૂદ્ર શાંત હતો તથા પવનની ધીમી ધીમી લેહેરથી ભાગ્યેજ હાલતો અને રાત્રી ખુશકારક રીતે આરામ આપે તેવી હતી. કૉર્સિકા, સારદીનીઆ અગર સીસીલી ટાપુના કિનારા વારંવાર અમારી નજરે પડતા તેથી અને વળી માલ્ટાના મનોહર ટાપુ આગળ અમોએ ૭ કલાક સુધી મુકામ કીધો તેથી કરીને દરીઆઈ મૂસાફરીમાં જે એકનોએક દેખાવ નજરે પડતો તેથી અમો જરા મૂક્ત થયા. કેરો શેહેરમાં અમે ૩૬ કલાક ગાળ્યા તે સુધાંત અમે બે દીવસમાં સ્વેઝની સંયોગી ભૂમિ પસાર કીધી. આ પ્રખ્યાત શેહેર

કેરોની અજાયબી ઉતાવળથી તપાસવાને અને પીરામીડની ટુંકી મુસાફરી કરવાને મેં આ તક લીધી. જુનની ૨૮ મી તારીખે માલ્ટા નામનું એક વહાણ જે ૨૫૦૦ ટન વજન લઈ જાય તેવું હતું. તેમાં અમે સૂવેજથી બેઠા. રાતા સમુદ્રના રસ્તાનો થાક અમે ખમી શકીએ તેને માટે જોઇતી સગવડ અને મોજમઝાની સઘળી ચીજો અમને વહાણ ઉપર માલમ પડી પણ ચાર દિવસ સુધી અમને પુષ્કળ ગુંગળાવી નાખે એવી ગરમીથી અત્યંત દુઃખ પડયું. આ સમુદ્રમાં આવી ગરમી સદા પડેછે. તે વખતે ઉનાળો પૂરેપૂરો સખત હતો અને જો અમારી પાસે બરફ ન હોતતો અમો શું કરત તે હું ખરેખર જાણતો નથી. તે બરફમાંથી અમોને ઉદાર રીતે પુષ્કળ આપવામાં આવતો હતો. મુસાફરીમાં જાણવા જોગ જે કાંઈ અમારી નજરે પડતું તે ફક્ત બળેલા ખડક, ધોળી રેતીની ટેકરીઓ,અને દૂરના ઊંચા આસમાની પહાડ ફક્ત હતા. દરિઆનું જે નામ રાતો સમુદ્ર રાખવામાં આવ્યું છે. તેથી ઉલટો તેનો દેખાવ અતીશય આસમાની છે. અને તેમાં મોજાં ઓછાં ઉછળેછે. તથા મોજાંનાં મથાળાં ઉપર ઉડતી માછલીઓના મોટા સમુહનો ચળકાટ માલમ પડેછે. બાબલમાંડેલની સામુદ્રધુની પસાર કરીને અમારી આગબોટ કોયલા લેવાને એડનબંદર આગળ ઉભી રહી ત્યાં આગળ અમારો મુકામ ઘણાજ થોડા વખતનો હતો તેથી આ કસ્બા વીશે કાંઈપણ લખવાને મને અવકાશ મળ્યો નથી અને થોડીક મીનીટ સુધી વહાણમાંથી ઉતરીને થોડું ઘણું જે મેં જોયું તે ઉપરથી મારા વિલાયત

પાછા જતી વખતે વધારે વખત ત્યાં થોભવાને ઠરાવ કરવા હું લલચાયો. જે દ્વીપકલ્પ ઉપર એડન વસેલું છે તેનો દેખાવ બંદર ઉપરથી ઘણો ભભકાદાર દેખાયો. ઘેરા રંગના જ્વાળામૂખી ખડકનો દેખાવ કલ્પીત શીખરવાળા અને અજાએબ જેવા ઘાટવાળી એક ઉંચા પીરામીડ જેવો માલમ પડેછે. એડન અખાતનું મુખ આફ્રિકા અને અરબસ્તાનની વચ્ચેછે. અને તેના રસ્તા ઉપર રહીને સકોટ્રા ટાપુનો સમુદાય દેખાય છે. આ અખાતના મુખ આગળ આવ્યા ત્યારે વાવ્યકોણનો મોનસુન પવન ઘણાજ જોરથી વાતો હતો. દરિઓ તોફાની હતો. છ દિવસ સુધી તો વહાણના મોટા ઓરડાઓમાં અમે બંધીવાનની માફક બેશી રહ્યા હતા. મોજાં વહાણના તૂતક ઉપર અથડાતાં હતાં. તેની સાથે વળી વરસાદનાં ઝાપટાં પડતાં હતાં તેથી અમો તૂતકંપર જઈ શકતા નહિ. સારા નશીબે પવન મુસાફરીને અનુકુળ હતો તેથી અમને દીલાસો મળ્યો અને અમો ઉતાવળથી ચાલ્યા અને અમારી મુસાફરીનો છેડો આવે એમ દેખાયું. વહાણપરની મંડળી ખુશકારક હતી અને અમારા દિવસ ઘણી ખુશીની સાથે ગુજર્યા. પાએનો નામનું વાજું તથા જુદી જુદી જાતની રમતની ચીજો વહાણપર હતી તેથી અને વળી એક વખત બૉલ પણ રમવામાં આવ્યો હતો તેથી અમોને તોફાન વીશેની વાત વીસારે પડી. તારીખ ૮મી જુલાઇની સવારે હિંદુસ્તાનનો કિનારો દેખાયો એવી નીશાની આપવામાં આવી. અને હવા ખરાબ હતી તેમ છતાં જે જમીન જોવાને માટે લાંબા વખતથી અમો આશા રાખતા હતા તે જોવા સારૂ

સઘળા ઉતારૂઓ વહાણના તુતક ઉપર ઉતાવળથી દોડી ગયા. પણ આકાશ વધારે અને વધારે કાળા રંગનું થતું ગયું તેથી અમો ઘણા નીરાશ થઈ ગયા. કપતાને વહાણ દરિઆ કિનારાથી છેટેને છેટે રાખ્યું અને તેથી વહાણ કિનારાથી વધારે દુર ગયું. ત્યારબાદ દરિઆમાં તોફાન થયું. કેટલાક કલાકો સુધી અમારૂં વહાણ ઊંચુ થઈ નીચે પડતું અને અમોને ઘણો ડર લાગતો. વહાણના ઓરડા માંહેના લોકો દુખમાં બુમો પાડતા કે આપણે અશુભ વખતમાં આવ્યા છીએ અને વહાણનો સ્ક્રુ વારંવાર પાણીની બહાર ઉચકાઈ આવવાથી આખુ વહાણ આમ તેમ ડોલાં ખાતું. નજીકમાં પાણીની સપાટી બરાબર ઉંચાઇના ખડકો હતા તેથી અમો ઘણી ચીંતાતુર હાલતમાં આવી પડ્યા. પણ કપતાન ઘણીજ શાંત હાલતમાં હતો. આશરે બે કલાક વિત્યા બાદ પવન જરા ધીમો પડ્યો અને વાતાવરણ ચોખ્ખુ થયું. મુંબઇના આ ભાગમાં કેટલીક 'માર્ગ 'પ્રદર્શક હોડીઓ વહાણોની તપાસ રાખવા માટે હમેશાં રાખી મૂકવામાં આવેછે. તે હોડીઓમાંની એકે અમારા વહાણને દીઠું અને તેને દરિઆમાં ઉતારવામાં આવી. તે અમારા વહાણ નજીક આવી પહોંચી અને અમને બંદરના રસ્તા તરફ દોરી ગઈ. આવા તોફાની સમુદ્રમાં તે નાની હોડીએ અમારા ભપકાદાર વહાણની પાસે રહી જે દેખાવ આપ્યો તે ઘણો અજબ પમાડે એવો હતો. તે મોજાંના મથાળા સુધી ઊંચી ચઢી તેમનાં ફીણવાળાં મથાળામાં દેખાતી બંધ પડતી. જે ખડક પાણીની સપાટી બરાબર હતા તે ઉપર સઘળી તરફથી મોજાં અથ-

ડાતાં તેથી કરીને અમને ભય લાગતો કે જે ભય અમારો અનુભવી ભોમીયો (હોડી) દુર કરવાને અમને શક્તિવાન કરતો. થોડીવાર બાદ દરિઓ શાંત પડ્યો અને અમે એક ખુશકારક અખાતમાં આવ્યા જેના કિનારા ઉપર નાળીએરીનાં ઝાડ ઉગ્યાં હતાં તે ઝાડોમાં રહીને ભપકાદાર ઘરોની આગલી બાજુઓ નજરે પડતી ત્યારબાદ વખારોથી રોકાયલી એક લાંબી સપાટ ભૂશલાકા આગળ ફરી વળી ને અમો મુંબઇના બારામાં દાખલ થયા.

મુંબાઈનું બારૂં જે દુનિઆમાં સોથી સુંદર છે તેનો દેખાવ પેહેલાજ વખતને માટે મને તો ઘણો ઉદાશી ભરેલો માલમ પડ્યો આકાશ ઝાંખુ માલમ પડતું વરસાદ ઝાપટાબંધ પડતો હતો વહાણ અને કિનારો ધુમસથી ઢંકાઈ ગએલો હતો તેથી કરીને ત્યાંનો દેખાવ મને એટલો બધો થોડો ધ્યાન ખેંચનારો માલમ પડ્યો કે બીજી વખતે સારી હવાના દિવસમાં તેની ખુબીનું વર્ણન કરવાને મને વધારે અનુકુળ વખત મળે ત્યાં સુધી તેનું વર્ણન કરવાને હું મૂલતવી રાખુછું. આટલા બધા લાંબા વખતથી જેને માટે મારી ઈચ્છા થયા કરતી હતી તે જગોએ પહોચ્યા પછી હું ગમે તેવા આવેશમાં હતો તેમ છતાં તે વખતે કોઈ પણ ચીજનું વખાણ કરવાનું મને મુશ્કેલ માલમ પડ્યું. હું આગબોટમાંથી ઉતરી એક હોડીમાં બેઠો. તે હોડી છ માણસો હંકારતા હતા તેઓ ઘણા ખરા છેક નાગા હતા અને તેમણે મને થોડી મીનીટમાં એક સુંદર કાળા પથરની છાટ ઉપર ઉતારી મુક્યો તેની પડોશમાં મેં કોઈ ગાડી આશરો

લેવાની જોઇ નહીં, અને મેં દુરથી મુંબઈનાં ઘરો જોયાં જે એક બીજા સાથે જોડાઈ ગએલા જેવાં મને માલમ પડ્યાં એક મજુરે આવી મારી પેટી ઉપાડી લેઈ લેવા અને એક હૉટલ બતાવવા મને કહ્યું અને હું એકે શબ્દ બોલ્યા શીવાય કાદવના ખાબડામાં ખરડાતો તેની પાછળ પાછળ ગયો. અમે એક કિલ્લાબંધી દરવાજામાં થઈ પસાર થયા, જે કીલ્લો ભાગેલી સ્થીતિમાં હતો અને ત્યારબાદ અમો સાંકડા અંધારા અને કંટાળો ઉપજે એવા ગંદા રસ્તાઓમાં થઈ ચાલ્યા. જેમાંના એક રસ્તામાં રૉયલ હૉટેલ હતી. જ્યારે હું વહાણપર હતો ત્યારે રસ્તામાં આ હૉટેલ સૌથી સરસ છે એવી મને ભલામણ કરવામાં આવી હતી.

આ હૉટેલના માલીક પારસી ( કે અગ્નીપૂજક લોક) લોક હતા અને પહેલ વહેલી તેને જોતાંજ તે મને ઘણી કંગાલ હાલતમાં એક ધર્મશાળા જેવી માલમ પડી. તેમાં દરેક બાજુએ આડાઅવળી અંધારી ચાલીઓ હતી અને સુવાની ઓરડીઓ ધોળેલાં કપડાંના પડદા નાંખી એક બીજાથી જુદી પાડવામાં આવી હતી અને તેમાં એક મચ્છરદાનીવાળું બીછાનું, ટેબલ, અને ખુરશી શિવાય બીજો કાંઈ સામાન નહોતો તેમ છતાં મુંબાઇમાં તે વખતમાં તે ઉત્તમ પ્રકારનું જાણવામાં આવતું હતું. મારી સાથે મુસાફરી કરનારા પૈકી ઘણાઓને મેં ટેબલ ઘેતી આગળ જોયા.

મેં વારંવાર એવું કહેતાં સાંભળ્યું છે કે કોઈ પણ દેશ વીશે પહેલ વહેલી અસર ઉત્તમ પ્રકારની હોય છે. પણ જો કહેવામાં આવતી કહેવત ખરી હોય તો હું ખાતરીથી

કહુંછું કે એકદમ યૂરોપ પાછા ફરવા કરતાં મારી પાસે વધારે સરસ કરવાનું કાંઈ હતું નહીં. કારણ કે તે દિવસના જેટલી દીલગીરી અને નાઉમેદી મને મારા આખા જન્મારામાં કોઈ દીવસ થઈ નહોતી.

બપોરનું ખાણું ખાધા બાદ એક પારસી મને આવી મળ્યો. તેણે સંભાળથી કપડાં પેહેરેલાં હતાં અને તે ભારએોજવાળો માણસ હોય એમ દેખાતો. પેહેલવહેલાં મેં ધાર્યું કે તે કોઈ ગ્રહસ્થ હશે. તેણે મને માનપૂર્વક સલામ કરી મારા હાથમાં કાગળોની એક થોકડી મૂકી. પેહેલો કાગળ વાંચતાં મને માલમ પડયું કે તે દુનીયામાં સર્વથી પ્રમાણીક માણસ છે અને તેણે ઘણા શેઠ લોકોની નોકરી નીમકહલાલીથી બજાવી છે અને દરેક પ્રસંગે પોતાની માંદગીને લીધે નોકરી છોડવી પડેલી ત્યારબાદ તે હવે આજરોજ મારી પાસે નોકર રહેવાને સારૂ આવેલો છે. મારી સાથે મુસાફરી કરનારા એક સોબતીએ મને ખુલાસો કર્યો હતો કે આવાં સરટીફીકેટો તો બજારમાં થોડાક પૈસા આપી લોકો લખાવી લાવે છે પરંતુ હોટેલમાં રહે તેમ છતાં પણ કોઇ માણસને નોકર શિવાય ચાલતું નથી તેથી આ માણસને નોકરીમાં રાખવા તેણે મને ભલામણ કરી. આ માણસમાં બે જરૂરના ગુણ હતા તે એ કે તે લાયક અને સારા દેખાવનો હતો. તેથી મેં તેને દર માસે રૂ૧૫) પંદરના પગારથી નોકર રાખ્યો. હોટેલમાં પુસ્કળ પૈસા લેવામાં આવેછે છતાં નોકર બહારથી રાખવામાં આવેછે અને હોટેલવાળા કદી પુરો પાડતા નથી. તમારે કદાપી ટેબલધોતી ઉપર જમવાનીજ ફક્ત

મરજી હોય તો પણ તમારે તમારો પોતાનો નોકર તમારી સાથે રાખવો જોઇએ. આવો રીવાજ એટલો બધો પ્રસરી ગયો છે કે જ્યારે જ્યારે લોકો પોતાના કોઇ દોસ્તને ત્યાં જમવા જાયછે ત્યારે ત્યારે તેમના પોતાના નોકરોને સાથે રાખેછે અને જો કદાપી નોકર વિના જાયછે તો તેમને કાંઈ ખાવાનું મળતું નથી સબબ દરેક નોકર પોતપોતાના શેઠની પાસે હાજર રહેછે.

બીજે દીવસે સવારે મારી નજીકમાં કોઈ માણસને વાતો કરતાં સાંભળીને હું જાગી ઉઠયો. એટલામાં મેં મારા નોકર લક્ષ્મણને જોયો. તે જાણે કે મારી પાસે ઘણા લાંબા વખત સુધી રહ્યો હોય તેમ મારો બોજો ઉઘાડી મારો સામાન ગોઠવતો હતો અને એક મજબુત માણસ સાથે જુસ્સાબંધ વાતો કરતો હતો તે મજબુત માણસ આનંદી સ્વભાવનો માલમ પડતો હતો અને તેણે બધાં સફેદ કપડાં પહેરેલાં હતાં અને માથે છીંટની ચકચકતી પાઘડી મુકી હતી. મેં તેને ઓળખ્યો કે તે મારો પારસી જજમાન છે મેં તેને શોકાતુર રીતમાં પુછ્યું કે હવા કેવા પ્રકારની છે. તેણે ઘણી શાંત રીને મને જવાબ દીધો કે ચોમાસુ માત્ર થોડાજ દીવસથી બેઠું છે અને તે બેશક હજુ આવતા ત્રણ માસ સુધી ચાલશે. મને ઘણો ગુંચવાડામાં પડેલો જોઈ તેણે મને ઘણા માનપૂર્વક નીચે મુજબ ખુલાસો આપ્યો. તે એકે પરમેશ્વરે ઉષ્ણ કટિબંધના મૂલકોમાં તમારા દેશના જેવી રૂતુઓ આપી નથી પણ કોરા મહીનાની રૂતુ અને વર્ષારૂતુ એવી રીતે વરસના ભાગ પાડેલા

છે. આઠ માસ સુધી આકાશ સ્વચ્છ અને વાદળાં રહીત રહે છે અને સૂર્ય વગર અડચણે પ્રકાશે છે પણ એથી ઉ-લટું ૧૫ મી જુનથી ૧૫ અકટોબર સુધી થોડા થોડા દી-વસને આંતરે વરસાદ વરસે છે. તે દહાડાઓમાં વરસાદ કોઈ કોઈ વખત એટલો બધો ઝાપટાંબંધ પડેછે કે આખા દેશપર પાણીજ પાણી થઈ રહેછે. રસ્તા પાણીથી ઢંકાઈ જાયછે અને તેમાં આવજા થઈ શકતી નથી અને તે વખતે થોડેક છેટે પણ મૂસાફરી કરવી અશકય થઈ પડે છે જ્યારે હું મારી (હિંદુસ્તાનની) મૂસાફરીએ નીકળ્યો ત્યારે મને ખબર નહોતી કે જ્યારે વર્ષારૂતુ હિંદુસ્તાનમાં પુરજોરમાં હશે ત્યારે હું ત્યાં જઈ પહોંચીશ. આ વીશે જ્યારે મેં સાંભળેલું ત્યારે મેં તે વાત મોટી અતીશયોકતી જેવી મા-નેલી. તેથી કરીને જે લોકો આ દેશમાં મૂસાફર તરીકે આવેછે તેમને જો મુંબાઈમાં વધારે દિવસ સુધી રહેવાની વકી ન હોયતો અકટોંબર માસમાં મુંબાઈમાં આવી પહો-ચાય એવી ગોઠવણ હમેશાં કરવી જોઇએ. હું મુંબઈ આવી પહોંચ્યો તે વખત મારે માટે ઘણોજ થોડો ખુશકારક હતો અને આવતાંનેવાર મેં મારી તપાસ કરવાનું કામ શરૂ કરવાને દરેક કોશીશ કીધી પણ તે મોસમમાં મુસાફરી કરવાને સારૂ મારે બેસીને જવાનાં વાહન સંપાદન કરવાની અશકયતા વીશે ઘણા માણસોએ મારી ખાતરી કરી આપી તેથી એ વિચાર મેં માંડી વાળ્યો.

હવા પ્રતીકુળ હતી તેમ છતાં હું તરતજ મુલાકાત કરવાને નીકળ્યો અને આ કારણસર હું પાલખીમાં બેસી જતો. બે

લાંબા વાંસના વળાએ લટકાવેલી એક લાંબી લાકડાની પેટીનું આ વાહન છે. તેમાં અંદરની બાજુ ગાદીતકીઆ મુકેલા હોય છે જેના ઉપર મુસાફર લાંબા થઈ ટેકો દેઈ બેસેછે દરેક બાજુપર એક એક બારી હોયછે જે અટકાવી દેવાને માટે એક ઢાંકણું હોય છે. એક છેડા ઉપર ખેંચવાનું એક ટેબલ હોય છે તેમાં દીવી રાખી મુકવામાં આવેછે. ઉંચકનારા જે ચાર કે છ માણસો હોય છે તે પોતાના ખભા ઉપર વાંસ મુકી સેહેલાઇથી તે વાહન પાલખી ઉપાડે છે અને આસ્તેથી ઉતાવળી ચાલે ચાલેછે. તેઓ વળી ઉતાવળા કેટલાક કલાક સુધી ચાલી શકે છે. મેં વિલાયતથી આણેલા કાગળો પૈકી ઘણા ખરા વેહેપારી લોકો ઉપરના હતા તે લોકો મને તેઓની પેહેડીઓપર મળ્યા. અને મને માલમ પડી આવ્યું કે જેને હું મુંબઇ શેહેર ધારતો હતો તે ખરૂ પુછાવોતો મુંબઇનો કોટ હતો જેમાં વેહેપારી વર્ગની વખારો હતી અને એ કિલ્લાની દીવાલો ભાગી તુટી હાલતમાં હતી યુરોપીઅન લોકનાં મકાન અને હીંદુ લોકનું ગામ તો ટાપુ તરફ ઘણે છેટે હતું. આમાંના એક ગ્રહસ્થે મને સલાહ આપી કે તમે હૉટેલ છોડીને મઝગાંમના લત્તામાં રહેવા આવો કે જ્યાં તમને વધારે સગવડવાળું મકાન રહેવાને મળી આવશે અને વધારે સહેલાઇથી લોકોમાં જવા આવવાનું બની આવશે. મેં તેની શિખામણ માની અને કેટલાક દિવસ બાદ એક સગવડતાવાળું અને ખુશનુમાં ઘર મળી આવ્યું જે અડધું ઝાડોમાં ઢંકાએલું હતું અને જ્યાં રહેવા આવી મેં મારો ચોમાસાનો વખત હિંદુસ્તાનની

ભાષાઓનો અભ્યાસ કરવામાં ગાળવા માંડ્યો.

નકશામાં જોતાં માલમ પડશે કે ટાપુઓના અગત્યના સમુદાયમાંનો મુંબાઈ એક ટાપુછે જે સમુદાય એક નદીની ખાડી આગળ આવવાથી એક ત્રીકોણ આકારનો પ્રદેશ બનેલો છે. તે સમુદાય અંદરથી પોલો ( સમુદ્ર વચ્ચે વચ્ચે આવેલો) છે અને ટાપુઓ એક બીજાની નજદીક આવેલા છે. અને તે દરીઆનો સમુદ્રકાંઠો રોકેછે અને તેથી એક ભપકાદાર અખાત બની રહેછે અને તેમના નાકા ઉપર મુંબઈ ટાપુ આવી રહેલો છે.

આ ટાપુની આવી સ્થીતિને લીધે તે વેહેપારને માટે હમેશાં એટલા બધા અનુકૂળ હતા કે ઘણા જુના વખતથી તેમાં અગત્યનાં ગામ અને બંદર આવેલાં છે અને ત્યાં હિંદુસ્તાન અને દક્ષિણની પેદાશનો વેહેપાર ચાલતો. કનહેરી અને એલીફંટાના ટાપુમાં જે વિશાળ જમીનની અંદરનાં ભોંયરાં માલમ પડેછે તે હિંદુસ્તાનના પ્રાચીન વખતની મોટામાં મોટી નીશાનીઓ છે અને તે ગામ કેવાં અગત્યનાં અને પૈસાવાળાં હશે તે ઉપરથી જણાઈ આવે છે. ભૂગોળવેતા એરીઅન જે હેપ્ટેનીશીઆની આરકીપેલેગો વીશે બોલે છે તે આપણને આ ટાપુના સમુદાયમાં મળી આવે છે. આ ટાપુઓમાં સર્વથી મોટો સાલ્સસહીનો ટાપુ છે જે તરફ એક વખત ફીરંગી સ્વસ્થાનીઓનું ધ્યાન ખેંચાયું હતું અને વસઈ અને થાણાનો કિલ્લો મજબુત કોટબંધ કીધા પછી કેટલેક વખતે તેમણે મુંબઈનો કિલ્લો બાંધવાનો વીચાર કીધો હતો. શબ્દ વ્યુત્પતિ કરનાર કહેછે

કે 'મુંબઈ' શબ્દની ઉત્પત્તી ફીરંગી ભાષાના 'બોન' બહીઆં જેનો અર્થ સારૂ બંદર એવો થાય છે તે ઉપરથી થઇ છે પણ તે કહેવું ખોટું છે. તેઓ જાણુતા નથી કે આ ટાપુની અસલ કુળદેવી બોમ્બા કે મંબા દેવી છે અને તે દેવીનું દેવળ હાલ પણ મુંબઈમાં છે. પોર્ટુગાલના રાજાની દીકરી કેથેરાઇનવેરે ઇગ્લાંડના રાજા બીજા ચાલ્સનું લગન થયું તે વખતે પેહેરામણીમાં તે ટાપુ રાજા ચાલ્સને મળ્યા અને ઈ. સ. ૧૬૬૧ માં તે ઇગ્રેજ લોકને મળ્યો. તે ટાપુની અગત્યતા જે હાલમાં છે તેને માટે સુરત અને ગોવા વચે લાંબા વખત સુધી તકરાર ચાલી હતી અને ફક્ત ગઈ સદીની આખરેજ મુંબાઇએ પોતાના શત્રુઓને પૂર્ણ રીતે જીતી જેર કર્યા હતા. "શેહેર" એ શબ્દનો ખરો અર્થ લઇએ તો મુંબઈ શેહેર તો કહી શકાય નહીં. તે એક બીજાની ઘણી નજીક આવેલા મોટા લત્તાઓનો કે કસ્બાઓનો એક સમુહ કહી શકાય જે લત્તાઓનું પછી બધાને સામાન્ય રીતે લાગુ પડી શકે એવું નામ રાખવામાં આવ્યું. આમાંના દરેક લત્તા કે કસ્બાની વસ્તી જુદી છે તેમજ વળી તેમનો દેખાવ અને પ્રકૃતી પણ સૌ સૌની ખાસ છે.

કિલ્લો તે મુંબઈ સંસ્થાનનો સૌથી પુરાતન ભાગછે અને તે ટાપુનો જે ભાગ બંદરને સામે મોઢે આવેલો છે તેમાં આવેલો છે. આ ભાગમાં ગોદીઓ, મોટી વિશાળ વખારો અને રૂ દાબવાના પ્રખ્યાત સંચા છે. જેની આસપાસ રૂના મોટા ગંજ મારવામાં આવેછે. જે રૂની ગાંસડીઓ બંધાઈ યૂરોપ અને ચીનના બજારોમાં જવાની હોય છે. તે લત્તા

(ગામ)ના મધ્ય ભાગમાં અને એક મોટા ચોગાનની આજુબાજુએ સઘળાં મોટાં મોટાં વેહેપારનાં મકાનો, પેહેડીઓ, ટાઉન હોલ, અને ટંકશાળ આવી રહેલાં છે. ટુંકામાં મુંબાઈમાં જે સઘળી દોલત છે તેનો સમાવેશ કિલ્લામાં થએલો છે. તે એક ઉપયોગી લત્તો છે પણ તેમાં કોઈ યુરોપીઅન કે દેશી રહેતા નથી. જો તમે સવારના સાત વાગે કોટમાં જશો અને લાંબા સાંકડા અને અંધારા રસ્તાઓમાં ફરશો તો ત્યાં તમોને ચોકીદાર, પોલિસ સિપાઇઓ શિવાય બીજું કોઈ માણસ માલમ પડનાર નથી. પણ દશેક વાગતે તે દેખાવમાં જલદીથી ફેરફાર થઈ જાય છે. કોટની ત્રણ બાજુપર મોહું મેદાન છે તેના છેડાઓ ઉપર ગાડીઓ, વેહેપારીઓ, નોકરો, અને માલ ખરીદ કરનારાઓની ભીડ થઈ જાય છે. સઘળા કોટ તરફ જતા માલમ પડેછે. થોડીક મીનીટમાં રસ્તાઓમાં ભીડ થઇજાય છે અને જ્યાં પેહેલાં ચુપકી પ્રસરી રહી હતી તે જગોપર એક મોહું ઉદ્યોગી ગામ બની જઈ ધોંધાટ અને શોરબકોર મચી રહેછે. વળી ચાર વાગે એક નવો ફેરફાર થાયછે. કોટમાં પેસતી વખતે લોકો જેટલી હુડાહુડ કરતા તે કરતાં વધારે હુડાહુડમાં તેઓ કોટ છોડી જાય છે ગાડીઓ માણસોથી ભરાઈ જાય છે. ઘોડેસ્વારો સ્વાર થઈ ચાલ્યા જાયછે. અને દેશી લોકોની હારબંધ સફેદ પોશાકમાં માથે છતરીઓ ધરી મેદાન તરફ ચાલ્યા જાયછે. અડધા કલાકની અંદર મોહોલ્લાઓમાં ફરીને પોલિસ અને ઉંદર શિવાય બીજું કોઈ માલમ પડતું નથી.

આ ગામના ઘણાજ જોવા લાયક ભાગમાંનો એક તે પારસી બજાર છે. આ એક મોટો લત્તો છે અને તે ભાગમાં લોકો રાત દિવસ રહે છે પણ ત્યાંજ તે કિલ્લાની ઉત્તરની બાજુપર બોમ્બે ગ્રીન અને ફૉર્ટ જ્યોર્જની વચ્ચે આવેલો છે અને ત્યાં ફક્ત વોહોરા અને પારશી લોકો રહે છે તે પ્રખ્યાત વેહેપારી વર્ગના લોક છે અને તેમના વીશે હું હવે પછીથી વર્ણન કરીશ. તેઓની કુદરતી વેહેપારી બુદ્ધીને લીધે તેઓએ મુંબઈ ટાપુના બીજા લત્તાઓમાં જે મોજ મજાને સગવડ મળેછે તે છોડી દીધું છે અને પોતાનો ધંધો રોજગાર ચલાવવાની જગોમાં આવીને રહેલા છે. આ બજારનો રસ્તો લાંબો અને આડોઅવળો વળેલો છે અને તે ઉપર ઉંચાં અને ખુબસુરત મકાનો આવી રહેલાં છે. તે મકાનોના ઝરૂખા મોટા અને લાકડાના બનાવેલા હોયછે અને તે ખુશ લાગે એવા રંગથી રંગેલાં તથા તેમાં ચીતરેલાં ઓતરંગવાળી પુષ્કળ બારીઓ હોય છે. ભોંય તળીયાં અંધારાં હોય છે અને તેમનો ઉપયોગ દુકાનો તરીકે કરેછે અને તેમાં પુષ્કળ વેહેપાર સંબંધી લેવડ દેવડ ચાલે છે.

કિલ્લાની દક્ષિણે લાંબી અને સાંકડી કોલાબાની ભૂશલાકા આવેછે તે મુંબઈ ટાપુની છેક દૂરની અણી છે અને તે બૅકબે અને બંદરને છુટાં પાડે છે. કિનારો અંદર પેશી જઈને બૅકબે એક મોટા અખાત જેવું બની ગયું છે. મુંબઈના સઘળા લોકોનું ધ્યાન આ વખતે તે બૅકબેપુરી નાખી જમીન બનાવવાના સાહસ કામ તરફ ખેંચાયું હતું

જેથી કરીને તે પુરેલા ભાગપર એક મોટું ગામ વશી શકે અને પેહેલાં જેમ ખડક અને કીનારાઓ ઉપર વસ્તી કરી રહેવું પડતું તેના કરતાં વધારે સરસ ગામ બની શકે. આ કારણસર કોલાબાની અણી અને સામી બાજુની ભૂષલાકા જોડી દેવા માટે તેમની વચે અઢી માઇલ લાંબો એક મોટો પુસ્તો બાંધવામાં આવ્યો હતો અને તેમની વચેની જગો પાસેના ખડકના ભાગેલા કકડાથી પુરી નાખવાની હતી. આ હેતુથી 'બેકબે રીક્લેમેશન કંપની' નામની એક ત્રોટી ઉભી થઈ હતી અને જે વખતે હું મુંબઈમાં ઉતર્યો તે વખતે તે કામની શરૂઆત થઈ હતી. આ મોટી યોજનાનું કેવું પરીણામ થયું તે હું પાછળથી વર્ણવીશ. કોલાબામાં યુરોપીઅન લોકોનાં મકાન છે તેમાં વચ્ચે વચ્ચે ખુબ સુરત રસ્તા આવેલા છે જે રસ્તાઓની બાજુઓ ઉપર સુંદર બગીચા બનાવેલા હોય.છે અને તેમની વચે પૈસાદાર વેહેપારીઓનાં ઘર કે બંગલા આવી રહેલા હોય છે તે બે અખાતની વચ્ચોવચ્ચ આવેલું છે તેથી કરીને આખા ટાપુમાં ત્યાંની હવા ઘણીજ તંનદુરસ્ત છે. યુરોપીઅન લોકોનાં ઘર કે જે ઉષ્ણ કટીબંધના દેશમાં રહેવા લાયક બાંધણીનાં હોય છે તેને ઘણું કરીને બંગલા કહેછે. ઇટ કામથી ચણેલા ઊંચા ચોતરા ઉપર બાંધેલા ઓરડા હમેશાં સરદી રહીત રહેછે અને પુષ્કળ ભાજીપાલામાંથી ઉત્પંન થતી ઝેરી હવાની ખરાબ અસરથી મુક્ત હોય છે. છાપરૂ સજ્જડ માળેલું હોય છે તેથી કરીને તેમાં ઠંડક રહે છે અને ચારે તરફ મોટા ઓસારા કરેલા હોયછે તેથી સુર્યની ગરમીથી

દીવાલોનું રક્ષણ થાય છે. બંગાલાના ઘણા ફાયદા છતાં તેનો દેખાવ એવો કામચલાઉ હોય છે કે ઘણા લોકો મોટાં અને ખુબસુરત પથ્થરનાં ઘર યુરોપીઅન બાંધણીનાં બાંધેછે. કોલાબા ભૂષલાકાને છેક છેડે અંગ્રેજી લશકરની બરાકો આવેલી છે. તે બરાકો ત્યાંની હવાની જરૂરીઆતને યોગ્ય રીતે લાયક કરેલાં અને લશ્કરને ફાયદો થાય એવી રીતનાં બાંધેલાં મકાનો છે અને જે માણસને જોવાને શોખ હોયછે તે દરેકને તે જોવા જેવાં છે વળી ત્યાં કોલાબાની દીવાદાંડી છે જે મુંબઈ બંદરના રસ્તા ઉપર આવેલી છે.

હીંદુઓનો લત્તો અગર જેને યુરોપીઅન લોકો બ્લૅકટાઉન કહેછે ત્યાં જવાને માટે કિલ્લામાં પાછા ફરીને આપણે મેદાનની આખી લંબાઈમાં ફરવું પડે છે. બ્લૅકટાઉનના વીશાળ બજારમાં પેસતાંવારનેજ તેમાં થતા મોટા શોરબકોરથી માણુસના કાન બેહેર મારી જાય છે અને ત્યાંની હવામાં (ત્યાં વેચાતા પદાર્થોની ગંધને લીધે) જે ગંધ પ્રસરેલી રહે છે તેથી માણુસ અડધો ગુંગળાઈ જાયછે. ગરીબ વર્ગના મીઠાઈ વેચનારાઓની સંખ્યાબંધ દુકાનોમાં વેચાતાં ઘી અને ચરબીની ભારે ગંધને લીધે જે માણુસ પેહેલ વેહેલોજ ત્યાં જાયછે તેના પેટમાં ઉછાળો આવેછે, આટલી બધી અકળામણ થાયછે તે છતાં ત્યાં જનારને આ પ્રખ્યાત બજારનાં વખાણુ કર્યા શિવાય ચાલતું નથી. તરેહવાર જાતના અને તરેહવાર કામના અને જુદા જુદા પોશાક અને સ્વરૂપના લોકનાં ટોળે ટોળાં આ શેહેર કે જે યૂરોપની પેદાશ હિંદુસ્તાનના બે ત્રતીઆંશ ભાગને પોહોચાડે છે તેના રસ્તા-

ઓમાં એકઠાં થાયછે. ઈરાન, અરબસ્તાન, અફ્ગાનસ્તાન, અને આફ્રિકા ને કિનારેથી જે લોકો હિંદુસ્તાનમાં આવે છે તે સઘળા આ બંદરે ઉતરે છે. અને હિંદુસ્તાનમાંથી જે લોકો મક્કા, કરબલા કે નજીફ જવાના હોયછે તેઓ મુંબઈ બંદરથી વહાણમાં બેસી જાયછે. જુદી જુદી જાતના દેશી લોકો જે મુંબઈમાં માલમ પડેછે તે શિવાય ત્યાં આપણને આગાખાનની ઉંચી ટોપીવાળા ઇરાની લોક, પોતાના ધર્મને લગતા પોશાક પેહેરેલા આરબો, સુંદર અને અકલમંદ ચેહેરાવાળા તોમાલી જાતના હબશી, ચીના, બરમી, અને મલે લોક માલમ પડેછે. આ જુદી જુદી જાતોથી મળેલા સમુદાયનો ધાટ એવો તો બની રહેછે કે તેવો દુનિઆના બીજા કોઈપણ શેહેરમાં દીસતો નથી. કચ્છી કે ગૂજરાતી જાડા બોલ જેવા વાણિઆ માથે મલમલની ઉંચી પીરામીડ જેવી પાઘડીઓ ઘાલીને કાબુલી કે સિંધી લોકો સાથે હરસાચરસીમાં મોટા ઘાંટા પાડીને બોલેછે. હીંદુ કોમના માગણ લોકો અડધા નવસ્ત્રા અને શરીરે જોઇને બીક લાગે એવો રંગ ચઢાવેલા તે ઘેરા રંગનો ઝભો પેહેરીને જતા ફીરંગી પાદરીને કોણિઓ મારી ચાલ્યા જાય છે. બેબલનો મીનારો બંધાયો તેના કામ વખતે પણ આટલી બધી કોમના લોકો બેબલમાં એકઠા મળ્યા નહીં હોય. પાલખીઓ અને ખૂબ સુરત સુરતી બળદો જોડેલા રાતી છત્રી વાળા દેશી માફા જેમાં કળુદા રંગની ખુબ સુરત સ્ત્રીઓ સંતાઇને બેઠેલી હોય છે તે, તેમજ પારીસ અને લંડનની ખુબ સુરત ખુલ્લી ગાડીઓ રસ્તે થઇને ચાલી જાયછે. રસ્તાનીકોરે નાના

માંડવા કરેલા હોય છે જેનાં ભોંયતળીયાં (ઉભરણી) રસ્તાની સપાટીથી કેટલાક ફુટ ઉંચાં કરેલાં હોય છે અને તે દુકાનો તરીકે વપરાય છે. જુદા જુદા પ્રકારના ઉદ્યોગ ત્યાં પાસે પાસે માલમ પડી આવે છે. તેમાં સુખડ, અબનુસ, અને ત્રાંબાપરના હુન્નરનાં કામ અને શણગારના જથા ધ્યાન-માં લેવા જોગ છે. બુદ્ધી વાપરી નાજુક કોતરણી કરેલી અથવા અંદરની બાજુ ચકચકીત પાસા પાડી જડતરનું કામ કરેલી મોહની ઉપજાવે એવી નાની સુખડની પેટીઓ વીશે દરેક માણુસ જાણે છે. મોટા બજારની અંધારાવાળી અને નાની દુકાનોમાં સંખ્યાબંધ અડધા નવસ્ત્રા કારીગરો આ નાની કારીગરીના નમૂના બનાવેછે. કામ કરવાનો ઓરડો અસલના વખતની ઢબ પ્રમાણેનો હોયછે. ભોંયપર પલાંઠા વાળીને બેસીને પોતાના ખુલ્લા પગ વડે સુખડનું પાટીયું પકડી એક નાના કોતરવાના ઓજારથી કોતરકામ કરેછે. કોતર કામમાં તેઓ એવી તો વિચિત્ર આકૃતિઓ કાઢે છે અથવા એવું તો શોભાયમાન ફુલવેલ પત્તાંનું કામ ચીતરેછે કે તે નમૂના ગમે તેવા અતડા હોવા છતાં જોનાર તે વેચાતા લેવાને લલચાયા શિવાય રહેતો નથી. બજાર-નીકોરે જે ઘરો આવેલાં છે તે ઇટ અને લાકડ કામનાં કેટલાક માળનાં બનાવેલાં છે. તેમની આગલીબાજુ ઓસારા કાઢીને સુશોભીત કરેલી હોયછે તે ઓસારાના થાંભલા ઉપર કોતર કામ કરેલું હોયછે અને તે ઉપર મનપસંદ રંગ ચ-ઢાવેલો હોય છે તેથી તે એવો તો અજબ દેખાવ આપેછે કે જેવો તમામ મૂસલમાન વસ્તીવાળા કોઈ પણ દેશમાં

માલમ પડતો નથી. આ લત્તાની ચોગરદમના રસ્તા ઘણા મોટા છે તેમાં બીંડી બજાર ઘણુંજ સુશોભીત છે. અહિઆં પ્રખ્યાત આરબ લોકના ઘોડાના તબેલા છે તેમાં આ ટાપુમાં વપરાતા ઉમદા અને કિમતી ઘોડા રાખવામાં આવેછે અને આ જગો શીકારી લોકોને જોવા સારૂ આવવાને ઘણી દીલપસંદ છે. પૂર્વ તરફના મૂલકોમાં સર્વથી સરસ જાતના ઘોડા મળી આવે છે. આમાંના ઘણાક ઈરાની અખાતના કિનારાપરના પ્રાંતોમાંથી, કાઠીઆવાડમાંથી, અને કાબુલમાંથી આણવામાં આવેછે પણ આમાં સર્વથી શ્રેષ્ટ ઘોડા જોફ્તઅન નજીકના મૂલકમાંથી ચોખામાં ચોખી અરબી જાતના લાવવામાં આવે છે તે છે. કમનસીબે તેમની કીંમત ઘણી હોયછે એટલે કે સૌથી ચઢતા વર્ગના એક ઘોડાની કીંમત રૂ૧૨૦૦ થી ૨૪૦૦. અથવા રૂ૨૫૦૦ સુધી કહેવામાં આવેછે અને હલકી જાતનાને માટે રૂ૪૦૦ અને તેથી ઓછા હોયછે.

દુનિઆના આ ભાગના લોકોમાં જે ઘોડેસ્વાર વર્ગના હોય છે તે સઘળાનું ધ્યાન આ તબેલા તરફ ખેંચાય છે. અને તે તબેલાની સામેનાં કાવાખાનાનો દેખાવ તેથી કરીને ઘણો વિચિત્ર માલમ પડેછે. આખો દિવસ આપણે અરબ, હબશી અને બીદુઈન લોકોને દુકાનોમાં હારબંધ ઢાળેલા વહાણના ભરેલા ખાટલાઓપર પલાંઠી વાળીને બેઠેલા અને ખુશમોદાર પીવાની ચીજો ગટગટ પીતા કે લાંબી નેહેવાળા હુક્કા ગડગડાવતા જોઇશું. ઈરાની લોકો લાંબી ટોપીઓ મુકીને મીઠાઈવાળાની દુકાનોમાં એકઠા

થાયછે અને લોટ, ખાંડ અને દુધના બનાવેલા લાડુ પુષ્કળ ઉડાવે છે. રસ્તાઓના ખુણા ઉપર કાબુલી લોકો લાંબા અને કંટાળો ઉપજે એવા મેલા શણના ઝભ્ભા અને વાદળી રંગની ટોપીઓ પેહેરીને થોડી થોડી ખારેકો ખાઈ આનંદ કરેછે. બ્લૅકટાઉનમાંથી આગળ જઇએ તો આપણે ચીનાઈ બજારમાં આવી પોહોચીએ છીએ તેમાં હમેશાં પુષ્કળ ભીડ રહેછે. તે બજાર દેશી વહાણોને માટે મુકરર કરેલા બંદરના ભાગ તરફ લંબાતુ જાયછે. ડક્કા ઉપર સઘળે એશીઆખંડની કીંમતી પેદાશો પડેલી હોયછે એટલે કે ભેંશનાં શીંગડાં, કાચબાની કરોડો, હાથીદાંત, તેજાના, ખુંદ, અને મરીના કોથળા ઈત્યાદિ ઘણા જોરાવર મજુરો (કુલી) પોતાના ખભાપરના વાંસના દરેક છેડા ઉપર વેહેપારની ચીજની એકેકે ગાંસડી લટકાવી લોકોની ભીડ વચ્ચે થઈ ચાલ્યા જાય છે. અને પારસી લોકો તેમના આવવા ઉપર નીઘા રાખે છે અથવા કીંમત ઠરાવેછે. ખરૂં જોતાં મુંબઈમાં દરેક ચીજમાં સ્વરૂપ મીશ્રણ માલમ પડેછે અને તે અજાણ્યા લોકોને હમેશાં નવત્રુ લાગે છે.

આ બજારથી થોડે છેટે જુમા મસીદ છે. આ મસીદની બાંધણી જોકે સ્વચ્છ અને નીયમીત છે તોપણ બહારની બાજુથી તે જરા પણ જોવા જેવું મકાન નથી પણ અંદરની બાજુએ તો લાંબી લાંબી મેહેરાબો અને સંખ્યાબંધ સ્થંભો નવા આવેલા મૂસાફરને ચકીત કરી નાખેછે. શુકરવારને દીવસે તે મસીદ જોવાને સારૂ હું ગયો તે વખતે ત્યાં કુરાન ભણવામાં આવતું હતું. દ્વારપાળે મને રોક્યે

અને કહ્યું કે જોડા ઉતારીને જાઓ. મેં તેમ કીધું અને એક મોટા હોલ (સાર્વજનિક ગૃહ)માં દાખલ થયો. હું મારી મેળે એક થાંભલા અગાડી બેઠો અને ધર્મ સબંધી જે કામ થતું હતું તે બેઠા બેઠા તપાસ્યા કીધું. એક સફેદ દાઢીવાળો બુઢ્ઢો મુલ્લાં સંગેમરમરના મીંમ્બર ઉપર ઉભો રહીને મુસલમાન ધર્મશાસ્ત્રમાંથી (કુરાનમાંથી) એક ફકરો કાઢી તેનો અર્થ સમજાવતો હતો. અને ધર્મપર આસ્થાવાળા(દીનદાર) લોકો ઘુંટણીએ પડી તેમનાં મોં તે બોધ કરનાર (ઈમામ) ની તરફ ફેરવી આતુરતાથી કાન દેઈ સાંભળતા હતા. બોધ પૂરો થયા બાદ તે મૂલ્લાં ઘુંટણીએ પડી બંદગી કરનારાઓની હારમાંથી બહાર આવ્યો અને દુવા માગી.

આ શેહેરમાં ઘણાં હીંદુ દેવળો છે પણ નાનાં નાનાં દેવળોમાં પેસવાની રજા છે. આમાંનાં મોટામાં મોટાં બે પાયડો નેહ આગળ છે. આ દેવળોની આગલીબાજુમાં અને બીજાં પડોશનાં ઘરની આગલી બાજુમાં તફાવત માત્ર એટલોજ છે કે દેવળોની દીવાલો અને ઓસારાઓને ઘટ લાલ અને લીલો રંગ ચઢાવેલો હોય છે. પણ મુંબઈ શેહેરમાં હરકોઈ માણસને માટે અમુક જોવા લાયક શ્રાવક લોકની પાંજરાપોળ છે. હિંદુસ્તાનમાં તે સૌથી સરસ અને મોટી છે. જેન લોકો કે જે બીજી કોઈ પણ કોમના લોકો કરતાં જનાવરોની જીંદગી તરફ બેહદ દરકાર રાખેછે તે એવું માનેછે કે માણસે સઘળા વર્ગનાં પ્રાણીઓને નુકશાન કરવું નહીં એટલુંજ નહીં પણ તેઓની જીંદગીનું રક્ષણ કરવાને તથા તેમનું દુઃખ નીવારણ કરવાને તે બંધાએલો છે. આ-

વા વિચારની અસરથી જો કોઈ ભક્ત જૈનને રસ્તે જતાં એકાદુ ઘાયલ થએલું જાનવર મળેછે તો તેની સંભાળ લે. વાને ઉભો રહેછે અથવા તો તેને પોતાને ઘેર લઈ જાયછે. સાધારણ પરોપકાર કૃતના કામને ઉત્તેજન મળવાના હેતુથી આ કોમના ધનાઢ્ય ગૃહસ્થોએ પાંજરાપોળો સ્થાપન કરી છે. જ્યાં સઘળાં માંદાં, ખોડાં અને અપંગ જાંનવરોને લેઈ જવામાં આવે છે અને ત્યાં તેમને મટતા સુધી તેમની સંભાળ લેવામાં આવે છે અથવા તો બીલકુલ અપંગ હોય તેમને જીવતા સુધી પાળી રાખવામાં આવે છે.

આ પાંજરાપોળ બ્લૅકટાઉનના ઘીચ વસ્તીવાળા ભાગના મધ્યમાં છે અને સઘળા જોવા આવનારાઓને મફત અંદર પેસવા દેછે. અંદર જતાંવારનેજ તેમને પેહેલવેહેલાં એક મોટા ચોક માલમ પડશે. આ ચોકની ચોગરદમ અડાળીઓ ઉતારેલી હોય છે, જેમાં સંખ્યાબંધ બળદો રાખવામાં આવેછે. આ માંદાં ચોપગાં જનાવરના સમુદાય કરતાં બીજુ કાંઈ વધારે નવાઈ જેવું ત્યાં નથી. કેટલાએકની આંખે પાટા બાંધેલા હોય છે. બીજા કેટલાક લુલા અથવા અશક્ત હાલતમાં હોવાથી ચોખા ઘાસ ઉપર નીરાંતે લાંબા થઈ પડેલા હોય છે તેમના રક્ષકો તેમને ખરેરો કરેછે અને આંધળા તથા અકડઈ ગએલાઓને ખવરાવે છે. આ ચોકમાંથી આપણે એથી નાના એક બીજા ચોકમાં જઇએ છીએ. આ ચોકમાં ઉપર કહેલાં જેવીજ દયા ઉપજાવે એવી હાલતમાં કૂતરાં બિલાડાં પડેલાં હોયછે. જોનારને આ એટલું તો કંટાળો ઉપજાવે એવું છે કે મારી સાથે આવેલા બાં-

મિઆને મેં એવું કહેવાને હીંમત ધરી કે આના કરતાં તો તે બિચારાંના દુઃખનો એકદમ અંત આણવો તે વધારે ધર્માત છે. તેના જવાબમાં તેણે મને કહ્યું કે તમે તમારા ઘરનાં એવાં અશક્ત માણસો સાથે એવી રીતે ચાલોછો ? જરા વધારે આગળ જઇએ તો બે પગાં (પક્ષીઓ) જનાવરોનો એક વાડો આવેછે. હેવાનોની દુનિઆના આ સ્વર્ગમાં બુઢ્ઢા કાગડા ગીધ અને પીછાં ખરી પડેલાં પક્ષીઓની સોબતમાં રહીને પોતાની જીંદગી ઘણી સલાહશાંતિમાં ગુજારેછે. તે ચોકને બીજે છેડે બગલું, પોતાના લાકડાના પગની મગરૂરી કરીને આંધળાં બતક અને લંગડાં મરઘાંમાં નખરાં કરીને ચાલેછે.

પાળવામાં આવેછે તે સઘળાં જનાવરોની જાત તથા માણસ જાતની પડોશમાં વસતાં જાનવરોની જાતનાં દરેક અહીંઆં મળી આવે છે. અહીઆં ક્રોળની પણ ખોટ નથી અને તેઓ ઘણાજ હળી ગએલા દીસેછે. ઉંદર, ચકલીઓ, મોર, અને શીઆળ પણ આ જૈન ઈસ્પીતાળના આશરામાં આવી રહેલાં છે.

આ મકાન ગમે તેવું ઠપકાને પાત્ર દીસે તેમ છતાં તે આ લોકોની માયા અને દયા ભાવનો એક દાખલો બતાવી આપેછે કે જે લોકો પરમેશ્વરે બનાવેલા કોઈ પ્રાણીને દુખ પડવા દેતા નથી. અને તેથી તેમાં જે કાંઈ બેવકુફી ભરેલું માલમ પડે તેને માટે આપણે તે લોકો કે જે મગરૂરીથી કહેછે કે અમે આખા હિંદુસ્તાનમાં ગરીબ મુસાફરોને માટે ધર્મશાળાઓ બનાવી છે અને પૂષ્કળ ધર્માદા કરી આવી

પાંજરાપોળો કરી છે તેમને માફી આપવી જોઇએ. તોપણ એકલા શ્રાવક લોકોજ આવાં પરગજુ કામ કરેછે એમ નથી. સઘળા વેહેપારી વર્ગના લોકો જેમાં કેટલાક વૈષ્ણવ છે તેઓ પણ તેમ કરે છે.

મુંબઈના બ્લૅકટાઉનમાં જે જે જોવા લાયક છે તેમાં હવે ફક્ત બ્લૅકટાઉન નજીક ગીરગામનો લતો, ભીડા મોહોલ્લો અને કબરસ્તાન જોવા લાયક છે. ગીરગામ તે બૅકબેના મથક નજીક બજારથી ચોપાટી સુધી લંબાતો નાળીએરીના ઝાડોથી ભરપુર એક ભાગ છે. આ મનહર વનમાં ઉષ્ણ કટીબંધના મૂલકમાં ઉગતાં ઉમદા ઝાડો નીચે અડધાં ઢંકાઈ ગએલાં અસંખ્ય ઘરો છે અને તેમાં આ શેહેરની વસ્તીમાંના દરેક વર્ણના અને દરેક જાતના લોક વસે છે. સંધ્યાકાળને વખતે તેના દરેક ભાગમાં દીવાની રોશની કરવામાં આવેછે અને ચોગરદમથી નગારાં, સીતાર અને ગાયનના અવાજ સંભળાય છે, અને રોશની કરેલી બારીઓમાં ભપકાદાર પોશાક પેહેરી બઈરીઓ બેસેછે જે જોઈ કોઈ માણસ ધારશે કે એક મોટા તેહેવારને માટે તૈયારી ચાલી રહી છે. અજ્ઞાન મૂસાફર ઉભો રહી આનાકાની સાથે મનમાં વિચાર કરેછે કે આ ફુલના હાર અને રંગબેરંગી દીવા મારે માટે તો લટકાવી નહી મુકયા હોય. પણ થોડા વખતમાં દુનિઆની સઘળી પ્રજા સીરેશના જંગલમાં એકઠી મળી હોય એવો દેખાવ થઈ રહે છે. કલાલ વીશીમાંના આરામ લેવાના ઓરડાઓમાં યૂરોપીઅન, મેલે, અરબ, અને ચીના લોકોની પુષ્કળ ભીડ થાયછે.

મોડી રાત્રે ગાયનના અવાજ સંભળાયછે અને દીવાઓની રોશની ઝગઝગાટ પડેછે. પછી જ્યારે પ્રાતઃકાળ થાય છે ત્યારે પાછું વેરાન જેવું થઈ જાયછે અને જો કોઈ યૂરોપીઅન વેહેપારી સગરામ અગર ઑફીસ ગાડીમાં બેશીને જતો હોય તેને નવાઈ લાગે છે કે આ ઝાંખા ગંભીર ઝાડોના વનમાં કોણ લોક વસતા હશે.

પણ આ તાડનાં ઝાડને ઓઠે દેખાવમાં એક ફેરફાર થતો નજરે પડેછે તે એકે ભેજવાળે દરીઆકાંઠે ગયા જમાનાના લોકો કબરોમાં લાંબી સોડ તાણી સૂતેલા છે. મૂસલમાનો તેમની કબરમાં અને તેમના નજીક ગરીબ યૂરોપીઅનો જે પોતાની આશામાં નીરાશ થઈ ફરીથી પોતાને વતન જવા નહી પામેલા એવા હમેશને માટે સુતેલા છે.

આ તાડનાં ઝાડોની છાયા નીચે આપણા સ્વદેશી લોકોની પુષ્કળ કબરો છે જેમનાં નામ નીશાન પણ રહેલાં નથી. હિંદુસ્તાનમાં મરણ એવું તો ઝપાટાબંધ આવેછે કે દરેક જણ પોતપોતાનુંજ સંભાળેછે અને મરણ પામેલાને વીસારી મૂકે છે. કબર ઉપરનાં ક્રોસ પડી જાય છે અને પથ્થરાઓ ભાગી જાયછે. આ ઉજ્જડ જગોનો દેખાવ આવી રીતનો બની જાયછે અને તેના ઉપર ઉષ્ણ કટીબંધના મૂલકની કુદરત ફુલની વૃષ્ટી કરે છે (એટલે તેમના ઉપર ફુલ ઝાડ ઉગેછે) આ વીશાળ અને ગંભીર કબરસ્તાનના દેખાવ કરતાં વધારે સરસ બીજું કાંઈ નથી. દરીઆના મોજાં કબરોને અથડાઇને દરવરસે તેમાંની કેટલીકને દરીઆને સ્વાધીન કરી દેછે.

હું બિચારા જેકવીઉન્ટની કબર શોધી કાઢવાની જ્યારે તપાસ કરતો હતો ત્યારે દરિઆના આ ભાગપર અને તેની વીશાળ આથમણી ક્ષીતીજનો ધારી ધારીને વીચાર કરતો. આ દેશમાં આવેલો દરેક યુરોપીઅન જ્યારે પોતાના સ્વદેશ તરફ પાછો ફરેછે ત્યારે આ ભાગ તરફ તે આવેછે. બેશક દંત કથાઓમાં ખાતરી પૂર્વક કહેલુંછે તેમ જો મુડદાં તેમની કબરોમાંથી ઉઠી બેઠાં થાય તો ઉમદા અને ઉદાસી ભરેલો દેખાવ થઈ આવે. જે જગોપર આપણા સ્વદેશી બહાદુરને કવી મોતને દફન કીધોછે તે જગોપર એક સાદા પથ્થરની નીશાનીછે અને તે પથ્થર ઉપર તેનું નામ ઘણીજ મુસ્કેલીથી વાંચી શકાયછે. તે વિધાને ખાતર પ્રાણ આપનારો પોતાની જન્મ ભૂમીમાંથી મુસાફરી કરતાં આવીને આ સમૂદ્રકાંઠે આખરે આવી પહોંચ્યો હતો.

મૂસલમાન લોકોના કબરસ્તાન નજીક એક ખેતરમાં હીંદુ લોકોને બાળવાનું મશાણછે. ખુલી ઠાઠડીઓમાં મુડદાં સુવાડી લોકો લાંબે દુરથી ટોળાંબંધ તે જગાપર જવા સારૂ જાયછે તે ઉપરથી જે ત્યાં જવાનો રસ્તો આપણને માલમ પડેછે. મરણથી હીંદુલોકોને કાંઈ ત્રાસ પેદા થતો નથી કારણ કે તેમના મત પ્રમાણે તો જીવ એક ખોળીઆમાંથી બીજામાં પેસવાનો હોયછે. ચારે બાજુ દીવાલોવાળા જે વંઢાની અંદર ચીતાઓ ખડકવામાં આવેછે તે એક ઊંચા ગ્રાનાઇટ પથ્થરના ચોતરાને મથાળેછે. જેની તળેટી આગળ થોડા પાણીમાં થઈ જવાયછે. ચીતાઓ હારબંધ ખડકવામાં આવેછે. વારો આવતા સુધી મુડદાંને

એક છાંડે મુકી છાંડવામાં આવેછે બીજે છેડે એક પ્રમાણીક લાકડાં વેચનારો બળતણનો સઘળો સામાન વેચ્યા કરેછે. તેમ છતાં ત્યાં કોઈ જરા પણ મનન કરતું હોય એવી કાંઈ પણ નીશાની માલમ પડતી નથી કેટલાક લાકડાં ચીરેછે અને ચીતા ખડકેછે બીજાઓ દીવાલોને મથાળે બેસી કુકવા (રડવું) કર્યા કરેછે. ચીતા તૈયાર થઇ કે સગાં- વહાલાં મુડદાને તે ઉપર મુકેછે અને પછી તેના ઉપર મુડદુ ઢંકાતા સુધી લાકડાં ખડકેછે. બાદ મરનારનો સૌથી વડો પુત્ર અગર છેક નજીકનો સગો છાતી કુટતો અને શોકદાયક બુમો પાડતો ચીતા નજીક આવેછે અને ચીતાને ચારે ખુણે પુળો મુકી સળગાવેછે. બળતું ઝપાટાબંધ લા- ગેછે. અને વળી તેમાં પાસે ઉભેલા લોકો ઘી રેડી વધારે બળતું કરેછે. થોડા વખતમાં મડદુ બળવા માંડેછે અને જ્યારે તે બળીને ખાખ થઈ જાયછે ત્યારે તે જગોપર પાણી છાંટી ટાઢી વાળીને બંળીને બાકી ભૂકા જેવાં રહેલાં અસ્તી (હાડકાં, ફુલાં) દરિઆમાં નાંખી દેછે.

પરંતુ આ જગોપર ઉપર જે મુડદાં આવેછે ત્યાં જો કોઈ તેની ચીતામાંથી નીકળતા નુકશાનકારક ધુમાડાથી અલગ રહેતો બીજી કોઈ કંટાળો આપે એવી ચીજ ત્યાં નથી.

આ દરીઆ કાંઠે આગળ ચોપાટી તરફ જતાં મલબાર હીલ આવેછે. આ ભાગ મુંબાઇના અમીર ઉમરાવ લોકોને રહેવાનોછે. તે કોલાબા કરતાં મોટી ભૂશલાકાછે અને વળી તે ઘણા ટેકરા ટેકરીવાળી છે. ટેકરીની બાજુએ બગીચા

અને ધાબાંવાળા પૈસાદાર વેહેપારીઓના વિશાળ બંગલા અને મોટી સરકારી આફીસો છે. કેટલીક જગો ઉપર ગ્રા-નાઇટ પથ્થરની મોટી શીલાઓ રસ્ના ઉપર ઝઝુમી રહેલીછે તે એવી કે જાણે હમણાં રસ્તે જનારના ઉપર ગબડી પડશે. નાળીએરી, ખજુરી, તાડ, કુવાર, અને લાંબા ઘંટના આકારનાં પીયુડી જેવાં ફુલ (ફુકા) વાળા ધંતુરાની ઝાડીને લીધે ટાપુના આ ભાગનો દેખાવ દરિઆ નજીકના ભાગના કુદરતી દેખાવ જેવો માલમ પડેછે. કેટલાંએક ઘર એશિ-આખંડના મૂલકોનાં ઘરની માફક ઘણાં કીમતી અને રો-નકદાર માલમ પડેછે. ગોળ થાંભલા મુકી રવેશ્યા અને ઝરૂખા આગળ કાઢેલા હોયછે અને બંને બાજુપર ચીનાઈ શોભીતાં વાસણ મૂકેલાં પગથીઆંની હારની હાર ઉપર થઈ અગાશી ઉપર જવાયછે. જ્યાં આગળ એશીઆ અને યૂરોપ બંનેની કારીગરીના કામના નમૂના માલમ પડેછે જેવા કે પુતળાં, પ્યાલા, ફુવારા વીગેરે. બગીચાઓમાં દે-શમાં પેદા થતાં ઉત્તમ પ્રકારનાં વૃક્ષ ઉછેરવામાં આવેછે જેવાં કે સોનેરી ફુલવાળો ગુલમોર, પૂષ્કળ ફળવાળો પપૈયો, વીશાળ બેઓબાબ અને ચીનાઈ સનોબરનાં ઝાડ. આ વૃક્ષોનાં થડ નજીક તરેહ તરેહના ચકચકીત ફુલવાળાં પૂષ્ક-ળ છોડ હોયછે જેમનાં નામ હાલ મને યાદ નથી.

જે રસ્તો ટેકરી તરફ જાયછે તે રસ્તે જતાં આપણે ગવર્નર સાહેબના મકાન આગળ આવી પહોંચીએ છીએ; જે ટાપુને છેક છેડે એક ઉભા ઢોળાવના મથાળા ઉપર આવેલુંછે, અને જ્યાં રહીને દરિઓ બરાબર નજરે પડેછે.

આ મકાનમાં હાલમાં ગવર્નર સાહેબ રહેતા નથી પણ પરેલના ખૂબસુરત મેહેલમાં રહેવા ગયાછે તેમ છતાં આ મકાન આખા મુંબઈમાં ઘણુંજ તંદુરસ્ત ભાગમાં આવેલું ગણાયછે અને તાવની મોસમમાં ગવર્નર સાહેબો ત્યાં રહેવા જાયછે. ત્યાંથી થોડેક દૂર ભૂષ્લાકાને પશ્ચિમ કાંઠે વાલકેશ્વરનું નાનું ગામડુંછે તે હિંદુસ્તાનમાંનાં ઘણાંજ પવીત્ર ક્ષેત્રમાંનું પવીત્ર એકછે. એક દંત કથામાં કહેલુંછે કે રાજા રાવણ, જે રામની સ્ત્રી સીતાનું હરણ કરી ગયો હતો તેને સજા કરવાને જ્યારે રામચંદ્રજી લંકા જીતવાને જતા હતા ત્યારે તે રામચંદ્રજી રસ્તામાં આ ગામડામાં રાતવાસો રહ્યા હતા. રામચંદ્રજીનો ભાઈ લક્ષ્મણ એક દેવની સહાયતાથી દરરોજ રાત્રે કાશીથી એક નિશાની રામચંદ્રજી ઉપર શીવ પુજાને માટે મોકલ્યા કરતો હતો. પણ તે રાત્રે તે નિશાની આવતાં વિલંબ થવાથી રામચંદ્રજીએ દરિઆ કાંઠેથી થોડીક રેતી લીધી અને તેની એક મૂરતી બનાવી. જે જગોપરથી તે રેતી લેવામાં આવી હતી તે જગોપર એક ઊંડો ઝરો બન્યો કે જે આજ દીન સુધી હયાતછે. અને તે દેવ મૂર્ત્તિની આજુબાજુ જે ગામડુ વસ્યું તે 'વાલ્કેશ્વર' એટલે 'રેતીનાદેવ' કહેવાયું. બ્રાહ્મણ લોકોથી વસેલાં ઊંચાં અંધારાં ઘરોની વચ્ચેના સાંકડા રસ્તા પસાર કરી આગળ જતાં હું રામચંદ્રજીના ઝરા નજીક આવ્યો. તે એક મોટા મેદાનની વચ્ચે આવેલોછે અને તેની ચોગરદમ દેવળો આવેલાંછે. મોટાં હારબંધ પગથીઆ ઉતરીને પાણીની કિનારી નજદીક

જવાયછે, જે સપાટીથી ચાલીશેક વાર નીચેછે. આ શાંત ઝરાના કિનાશની આસપાસ તરેહવાર રંગનાં કપડાં પેહેરેલાં હીંદુ સ્ત્રી પુરૂષોની ઠઠ મળેછે, કેટલાંક અંદર સ્નાન કરવા પડેછે અથવા આ પવિત્ર પાણી પોતાના શરીર ઉપર છાંટેછે. બીજાઓ ઘુંટણીએ પડીને સંધ્યા કરેછે. અને સઘળા ઘણીજ ઉત્કંઠાથી પ્રાર્થના કરેછે. વળી દેહેરાંની પડોશમાં આથી પણ જુદીજ જાતનો દેખાવ નજરે પડેછે. બ્રાહ્મણ લોકો દેવ તરફથી રસ્તે જનારાઓ પાસેથી બીક્ષા માગેછે અને દક્ષણા લેવાની ઝોળીઓ આગળ ધરેછે. સુકાઈ અને અકડાઈ ગએલો પોતાનો એક હાથ ઉંચો રાખેલો એવા ગોસાઈ અને અતીત લોકો જે હાડકાંની માળાઓ તેમના શરીર ઉપર તેમણે પેહેરેલી હોયછે તે હલાવેછે અને જે બીક્ષા તેમને આપવામાં આવેછે. તે તરફ ધિક્કારની નજરથી તેઓ જુએછે. ઘણાજ શરમ ભરેલા રૂપમાં કૃષ્ણ માર્ગી પવીત્ર વલ્લભાચાર્યો બાયલા પોશાકમાં તે ટોળાંમાં સંખ્યાબંધ જાયછે. અંગ્રેજ સરકારની સઘળી કોશીશ છતાં અને વારંવાર ગવર્નર સાહેબની કૌન્સીલના અસંખ્ય હુકમો તેમના ઉપર નીકળવા છતાં આ વાલકેશ્વરના દેવળમાં આ ધિક્કારવા જોગ સંપ્રદાયની હજુ પુષ્કળ સત્તાછે. આ ધર્મ ગુરૂઓ જેમનો ધંધો માત્ર ઘણોજ શરમભરેલો વ્યભીચારછે તે દરેક વરસે કંઈ કંઈગુન્હા કર્યાંજ કરેછે. તે જગોની આજુબાજુનાં કેટલાંક મકાનો ઘણા પુરાતન વખતનાં અને રળીઆમણાંછે. થાંબલાઓ ઉપર સુંદર કોતર

કામ કરેલુંછે અને મીનારાઓનાં ઉંચાં ઉંચાં શીખરો ઉપર જુદી જુદી મેડીઓ તથા ઘંટ વગાડવાના બુરજ બનાવેલાછે અને તેમના ઉપર દેવ અને દાનવોનાં પુતળાં બેસાડેલાંછે. પણ તે એટલાં તો નાનાં હોયછે કે તેથી કરીને કોઈ મૂસાફરને હિંદુસ્તાનમાંના ધર્મ સંબંધી સ્મર્ણ સ્થંભના ભપકાનો જરા પણ ખ્યાલ આવતો નથી. સોનેરી કળસ અને કીંમતી ધજાઓ તેમના ઉપર ચઢાવેલી હોયછે તેથી તેમને ખુબસૂરતી મળેછે.

વાળકેશ્વર છોડી આગળ જતાં મલબાર હીળના મથાળા ઉપરથી પસાર થતો એક ખૂબસુરત લાંબો રસ્તો આવેછે. તેના છેક મથાળા ઉપર પારસી લોકનું દખમું છે. અહિંઆં જરતોસ્તી ધર્મના પારસી લોકોનાં મુડદાં મુકી ગીધપક્ષીઓને સ્વાધીન કરવામાં આવેછે. આ દખમું મોટાં ઝાડોને ઓથે આવેલું છે અને ત્યાં કોઇ માણસને છેક નજદીક જવા દેતા નથી અને ફક્ત ઝાડોની ડાળીઓમાં રહી તેનું શીખર નજરે પડેછે જે ઉપર અસંખ્ય શીકારી પક્ષીઓ બેઠેલાં નજર આવેછે—પારસી લોકમાં પણ દખમાના અંદરના ભાગ વીશે છુપો ભેદ પુષ્કળ રહેલો છે—ફક્ત દસ્તુર લોકોજ અંદર દાખલ થઇ શકે છે. મરનારનાં સગાં વહાળાં દરવાજા નજદીક રૂવાંન (મૈયત) મુકી દેછે અને ત્યાર બાદ તેને દખમાના અંદરના ભાગમાં લેઇ જઇ સળીઆની બે જાળી વચે મુકવામાં આવેછે, જ્યાં ગીધપક્ષીઓ મુડદાના શરીરનું માંસ ફાડી ખાઇ શકેછે. શરીરના અવયવો ઉપાડી લેઇ જઇ શકતા નથી. પરંતુ દેશમાં જે હલકા વ

ગેનાં દખમાં હોયછે તેમાં આટલી પણ સાવચેતી હમેશાં રાખવામાં આવતી નથી. મઇયત અંદર મુકી બહાર નીકળે છે કે તરતજ પક્ષીઓનું આખુ ટોળું જે ઉપર ગોળ ચક્કરમાં ઉડયા કરતું હોયછે તે અંદર ઉતરી પડેછે અને જે મીજબાની તેમને માટે તૈયાર કરી રાખેલી હોયછે તે ઉડાવવા વળગી પડેછે—અસલી જમાનાના પારસી લોકોમાં પણ તેઓનાં મુડદાં ઠેકાણે કરવાનો આ જંગલી રીવાજ હતો કારણ કે આપણે ઘણા ગ્રંથોમાં વાંચીએ છીએ કે તેઓ મુડદાંને ઉંચા પર્વતોના શીખરો ઉપર ખુલ્લાં મુકતા, જેથી હવામાં ઉડતાં પક્ષીઓ તેમને ખાઈ જાય. અને હાલ પારસી લોક આટલા બધા સુધારાપર આવેલા છે છતાં તેઓ પોતાના અસલી રીવાજને વળગી રહેલા છે.

આ દખમાની આજુબાજુની વન ઘટામાંથી ટાપુમાંથી મળી આવતો કોઇપણ ખુબસુરત અને ઓહોળો દેખાવ મળી આવેછે. એક બાજુપર જોઇએ તો ,મલબાર હીલનાં ખડકવાળાં શીખરો નજરે પડે છે. બીજી બાજુપર તાડનું મોટું વન ( ગીરગામ ) અખાત તરફની ચાળુમાં વળતુ માલમ પડે છે અને આઘે ઓમાનના અખાતની આસમાની ક્ષીતીજમાંથી ઉપર નીકળી આવતાં બ્લૅક ટાઉન અને કિલ્લો નજરે પડેછે. જ્યારે દીવસ ખૂલ્લો અને આકાશ સ્વચ્છ હોય ત્યારે આ સઘળો દેખાવ અજવાળાથી પ્રકાશીત દીસેછે—વૃક્ષોના પડેલા પડછાયા અંદર પ્રવેશ ન થઇ શકે એવા માલમ પડેછે અને હવામાં ખુશબો પ્રસરી રહેછે.

જો તમો આ ટેકરી ઉપરથી ઉત્તરદિશા ભણી નીચે